

વર્ષ ૨ અંક ૯
શ્રીસફલા
એકાદશી વ્રત

માગસર વદ
૧૧, ૨૦૬૬

# તાત તણો પ્રતિબિંબ રે રસના



## અનુક્રમણિકા



राग इमन

मन रह्योरी एही भांत जू लग्यो ध्यान धरन ।।
जो तू कहे ओर क्यों रहे तो लीला सूरन करन ।।१ ।।
इनकी यह गति समझरी रसना लागी नाम करन ।।
वृन्दावन तन परसै सुख पावै नेनन देखे श्रीवल्लभ चरन ।।२ ।।

શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

### નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**
**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**
**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**
**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**
**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**
**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

શ્રીમાલા-તિલકનો જે ઉપદ્રવ થયો, અને શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણે નિડર લડત બતાવી અને કાશ્મીર સુધી પધારી શ્રીમાલા-તિલક પર જે બાદશાહે નિષેધ લગાવ્યો હતો, તે પરત ખેંચાવ્યો. અને સૌ સનાતાન ધર્મમાં શ્રીમાલા-તિલક કરનાર પર ઘણોજ ઉપકાર કર્યો. આ દિવસને આપણા શ્રીવલ્લભ સિદ્ધાન્તનિષ્ઠ શ્રીચતુર્થગૃહના સેવક-વૈષ્ણવો તો શ્રીમાલા-તિલક સંરક્ષણ દિવસ તરીકે મનાવે છે. પણ દુર્ભાગ્ય છે અન્ય ઘરોનું કે આ વિજય-દિવસને વધાવવાની તસ્દી પણ લેતાં નથી.

ખેર, ભગવદ્ ઈચ્છા. પણ આપણા સૌ શ્રીગોકુલેશચરણશરણ અનુરાગી સેવકોનું તો આ સૌભાગ્ય છે કે આપણા પ્રાણ પ્યારા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણના અથાગ પરિશ્રમના ફલે આજે આ સંપ્રદાય જીવંત છે. અને આપણું સદ્ભાગ્ય છે કે આપણે એજ શ્રીગોકુલનાથ પ્રભુચરણના સેવકો છીએ. શ્રીમાલા-તિલક કોઈ કાલ્પનિક નથી, પણ શાસ્ત્ર-સિદ્ધ છે. અને આપણા સનાતન ધર્મના લગભગ દરેક શાસ્ત્રીય ગ્રંથો શ્રીમાલા-તિલકનું સન્માન કરે છે.

જ્યારે ચિદ્રૂપ જેવા આજે પણ આ વિષય પર પ્રશ્ન કરે છે ત્યારે શ્રીગોકુલેશ પ્રભુચરણના વચનો જે શાસ્ત્રોનું પ્રતિપાદન કરે છે તે આપણે અનુસંધાન કરવા યોગ્ય છે. કે આવા ધૂર્ત લોકોની મોહ-જાળમાં ન ફસાઈએ. જ્યારે આપણે ચિદ્રૂપ જોડે થયેલ સંવાદમાં શ્રીગોકુલેશ પ્રભુચરણે પ્રકટ કરેલ વચનોનું અનુસંધાન કરીએ ત્યારે આપણને ગર્વ અનુભવ





થશે કે આપણે જે શ્રીમાલા-તિલક ધારણ કરીએ છીએ તે અત્યંત જરૂરી છે અને શાસ્ત્ર તેનું સન્માન કરે છે. આઓ, દંડાકાર તિલક ધારણ કરવા માટે જે આજ્ઞા પ્રાપ્ત થાય છે તેનું અનુસંધાન-મનન, ચિંતન કરીએ :

ભગવત્પ્રસાદી કંકુ-કેસર-ચંદન વગેરેથી બાર અંગોમાં બાર તિલક કરવા, કંકુમાં પ્રસાદી ચંદન કે શ્રીચરણામૃત કે શ્રીગોપીચંદન મેળવીને પ્રસાદીને કરીને તિલક થાય છે.

**શાસ્ત્રાનુમતાનુસાર તિલક કરવાનો ક્રમ અને મન્ત્ર** :

**લલાટે કેશવં વિદ્યાન્નારાયણમથો હરે ।**
**માધવં હ્રદિ વિન્યસ્ય ગોવિન્દે કંઠકૂપકે ।।**
**ઉદરે દક્ષિણે પાર્શ્યે વિષ્ણુરિત્યભિધીયતે ।**
**તત્પાર્શ્યે બાહુમધ્યે તુ મધુસૂદનમનુસ્મરેત્ ।।**
**ત્રિવિક્રમં કન્ધરે તુ વામનં વામવાશ્યર્કે ।**
**શ્રીધરં બાહુકે વામે હૃષિકેશં તુ કર્ણયોઃ ।।**
**પૃષ્ઠે તુ પદ્મનાભં ચ કંકુદ્દામોદરં સ્મરેત્ ।**
**તત્પ્રક્ષાલનતોયેન વાસુદેવેતિ મૂર્ધનિ ।।**

| | | |
|---|---|---|
| ૧. લલાટમાં તિલક કરતાં | - | કેશવાય નમઃ |
| ૨. ઉદર (નાભિ-ડૂંટી)માં | - | નારાયણ નમઃ |
| ૩. હૃદયે | - | માધવાય નમઃ |
| ૪. કંઠમાં | - | ગોવિન્દાય નમઃ |
| ૫. જમણી કેડે | - | વિષ્ણવે નમઃ |
| ૬. જમણા બાહુએ (હાથામાં) | - | મધુસૂદનાય નમઃ |
| ૭. બન્ને કર્ણના (કાન) મૂલમાં | - | હૃષિકેશાય નમઃ |
| ૮. ગળે | - | ત્રિવિક્રમાય નમઃ |
| ૯. ડાબી કેડે | - | વામનાય નમઃ |
| ૧૦.ડાબા બાહુમાં (હાથમાં) | - | શ્રીધરાય નમઃ |
| ૧૧.પીઠે | - | પદ્મનાભાય નમઃ |
| ૧૨.કાંધ (બોચી)એ | - | દામોદરાય નમઃ |

આમ બાર અંગો ઉપર જણાવેલ શ્રીપ્રભુના બાર નામના ઉચ્ચારણ સાથે તિલક કરવા, છેવટે બાકીના હાથમાં લાગેલા કંકુ વગેરેને ધોઇને તે જલ-મસ્તકે ચઢાવતાં - વાસુદેવાય નમઃ

(ગોપીચંદન ગોમતી નદીના તીરે ગોપીદેહમાંથી થયેલું માટીરૂપ છે, સર્વ પાપ-નિવારક છે; અભ્યંગ, વિવાહ, પુત્રજન્મ, માંગલ્ય વગેરેમાં તેને ધારણ કરવાનો નિષેધ પણ છે.)

**બ્રહ્મન્ દ્વાદશ-પુંડ્રાણિ વૈષ્ણવઃ સતતં ધરેત્ ।**

**મૂર્દિ્ન મૂલમંત્રેજ્ઞ શેષં દ્વાદશ-નામભિઃ ।।** (સ્કંધ પુરાણ)

અર્થ :- હે બ્રહ્મન્! વૈષ્ણવ બાર પુંડ્રોને (તિલકોને) સતત ધારણ કરે-બાર કેશવાદિ ભગવાન્નામથી; વધેલું હથેળી ધોઇને વાસુદેવાય નમઃ બોલીને માથે ધારણ કરે;

**બ્રહ્મન્ દ્વાદશ-પુંડ્રાણિ બ્રાહ્મણઃ સતતં ધરેત્ ।**

**ચત્વારિ ભૂભુજં પુત્રઃ પુંડ્રાણિ દ્વે વિશાં સ્મૃતે ।।**

**એકં પુંડ્ર તુ નારીણાં શુદ્રાણાં ચ વિધીયતે ।।** (સ્કંધ પુરાણ)

**ઊર્ધ્વપુંડ્ર તુ સર્વેષાં ન નિષિદ્ધં કદાચન ।**

**ધારયેષુઃ ક્ષત્રિયાદ્યા વિષ્ણુભક્તા ભવન્તિ યે ।।** (પદ્મપુરાણ)

હે બ્રાહ્મન્! બ્રાહ્મણ બાર પુંડ્રો (તિલકો)ને સતત ધારણ કરે; ક્ષત્રિયો ચાર તિલક ધારણ કરે (લલાટે, હૃદયે, બે હાથે); વૈશ્યો બે તિલક ધારણ કરે (લલાટે, હૃદયે); સ્ત્રી અને શુદ્રો એક તિલક ધારણ કરે (લલાટે )

ઊર્ધ્વપુંડ્ર તિલક બ્રાહ્મણ, અને સર્વે વર્ણો ધઅરણ કરે છે, તે ક્યારેય નિષિદ્ધ નથી. વિષ્ણુભક્તો-વૈષ્ણવો-દીક્ષાવાળા-ક્ષત્રિય-વગેરે પણ ઊર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરે છે. સ્ત્રીઓ પ્રસાદી કંકુથી સોભાગ્ય તિલક (ચાલ્લો, બિંદુ) કરે છે.

તિલક કુંકુમનું જળથી ભીંજવી છૂટુ તિલક કરે તે દંડાકાર કહેવાય, તે આપણે શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના ઘરના સેવકો કરીએ છીએ, અને શ્રીહરિચરણાકાર (ઊર્ધ્વપુંડ્ર) તિલક અન્ય સર્વ વૈષ્ણવો ધારણ કરે છે. આ બન્ને તિલક શાસ્ત્ર સમ્મત છે. શ્રીગોકુલનાથજી ન હોત તો સમ્પ્રદાયમાં શ્રીમાલા-તિલક ન રહેત. શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનથજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી સંપ્રદાયની ઉન્નતિનું કારણ છે. જહાંગીર જેવા જોહુકમી બાદશાહને નમાવનાર મહાપ્રતાપી શ્રીગોકુલનાથજીથી ભિન્નતા કરે છે, એ કલ્પિત વાત છે, કારણ :-

**નાસિકામૂલમારમ્ય દ્વા દ્વણ્ડૌ કેશગામિનૌ ।**

**દણ્ડાકાર તદેવોક્તામન્યદ્ધરિપદાકૃત્તિ ।।**

અર્થ :- નાસિકાના મૂળથી આરંભી બે દંડ કેશ પર્યન્ત કરવા આ દંડાકાર તિલક, બીજુ ચરણાકાર તિલક છે. આ બન્નેના પ્રાકટ્ય માટે શ્રીવલ્લભ શ્રીમહાપ્રભુજી રૂપે અને શ્રીગોકુલનાથજી રૂપે બે વખત પ્રકટ થયા તેવી માન્યતા છે.





ચરણાકારમાં ભગવાનનું ચરણ પોતાના લલાટમાં ધારણ કરવું, એ ભાવના છે. દંડાકારમાં શ્રીભગવાનના મંદિરની-શ્રીયમુનાજીના બન્ને તટ વચ્ચે શ્રીપ્રભુની ક્રીડાસ્થલીની ભાવના છે.

**'સકલગોપગોપીવૃતે કૃપાજલધિસંશ્રિતે'**

આ શ્રીયમુનાષ્ટકના શ્લોક પ્રમાણે તેમજ ૮૪ વૈષ્ણવોની વાર્તા પ્રમાણે શ્રીયમુનાજીના મધ્યમાં શ્રીપ્રભુની રાસલીલા છે. આવા દર્શન પણ ભગવદીયોને થયાં છે, તેવી વાર્તા છે.

**કામગૃહમારક્તં વર્તતે તસ્માત્તિભક્તમારક્ત વલ્લજાત્વા-**

**લલાટે દ્વિરેખમિત્યનેન સદાહં દ્વિરુપં ઇતિ દર્શિતમ્ ।।**

પ્રેમસ્વરૂપ લાલ રંગનું હોવાથી કુંકુમનું તિલક પ્રિયપણાના ભાવે બે રેખાઓથી લલાટમેં ધારણ કરવું. શ્રીપ્રભુ આજ્ઞા કરે છે : હું સદા યુગલસ્વરૂપે જ છું, આ પ્રમાણે આપણે શ્રીગોકુલનાથજીના ઘરના સેવકોએ દંડાકાર તિલક કરવું અને બીજા સર્વ વૈષ્ણવોએ બાંધ્યું પ્રભુચરણાકાર તિલક કરવું. આ બે માન્યતા દૃઢ સશાસ્ત્ર હોવાથી ન્યૂનાધિકતા ન માનતાં બન્ને શ્રીવલ્લભની આજ્ઞા છે, તેમ માનવું.

શ્રીમહાપ્રભુજીએ તિલકના આકાર અને સ્થાનનો નિર્દેશ કર્યો છે :

**દંડાકારં લલાટે સ્યાત્ પદ્માકારં તુ વક્ષસિ ।**

**વેણુપત્રનાભિં બાહવોરન્યદ્રીપોકૃતિર્ભવેત્ ।।** (સર્વનિર્ણય નિબંધ)

લલાટ (કપાળ)માં દંડાકૃતિ-ભગવાનના શ્રીચરણના આકારનું તિલક કરવું, છાતીમાં (હૃદયમાં) કમલાકાર તિલક કરવું, બન્ને બાહુઓમાં (હાથમાં) વંશપત્રાકાર (વાંસના પાનના આકારનું), બીજા અંગોમાં (સ્થાનમાં) દીપાકૃતિ (દીપજ્યોતિ, દીવાની જ્યોતિ)ના આકારનું તિલક કરવું. આ તિલકને આરસી (અરીસા)માં કે જલમાં જોઇને સુંદર રીતે કરવા.

અગ્નિ-હોમ પછી લલાટમાં યજ્ઞભસ્મનું બિંદુ જ થાય. ભાલમાં કરેલા ઊર્ધ્વપુંડ્ર તિલકને બીજા કોઇ તિલકથી છેદવું નહિં, તેમ કરવાથી દોષ લાગે. પિતૃકર્મમાં પણ ઊર્ધ્વપુંડ્ર તિલકને બીજા કોઇ તિલકથી છેદવું નહિ, રાત્રે પ્રસ્વેદાદિથી તિલક નિવૃત્ત થઇ જાય ત્યારે ભગવદ્ કર્મ ન હોવાથી પુનઠ તિલક કરવાનો આગ્રહ નથી; સાયં-પ્રાતઃ તો અવશ્ય કરવું; આવો શિષ્ટાચાર છે. રક્ષાદિ તો ભગવત્સ્મરણથી થઇ જાય છે.

**તિલકનાં શાસ્ત્રીય પ્રમાણો :-**

૧. દેવી ભાગવતના ૧૧માં સ્કન્ધના ૧૫માં અધ્યાયમાં :

**એકાન્તિનાં પ્રપન્નાનાં પરમૈકાન્તિનામપિ ।**

**અચ્છિદ્રપુણ્યકરણે પ્રત્યવાયો મહાનયમ્ ।। ૯૮ ।।**

**ઊધ્વપુંડ્ર તુ યઃ કુર્યા દંડાકારે સુશોભનમ્ ।**





**મધ્યે છિદ્રં વૈષ્ણવશ્ચ નમોયન્તે કેશવાદિભિઃ ।। ૯૯ ।।**

**વિમલાન્યૂર્ધ્વપુંડ્રાણિ સાન્તરાલાનિયો નરઃ ।**

**કરોતિ વિપુલં તત્ર મંદિરમ્ મે કરોતિ ચ ।। ૧૦૦ ।।**

એકાન્ત ભક્ત અને દઢાસક્તિવાળા શ્રીપ્રભુશરણસ્થ જીવોએ છુટૂ (દંડાકાર) તિલક કરવું. છિદ્ર વિના તિલક કરવાથી મહાન દોષ છે. દંડાકાર શોભિતુ તિલક જે મધ્યમાં છિદ્રવાળું કરે છે, તે મારું સુંદર મંદિર લલાટમાં કરે છે. આ પ્રમાણે મંદિરભાવવાળું છૂટું બે દંડાકાર તિલક છે.

૨. સંધ્યાહીનઃ શુચિર્નિત્યમનર્હઃ સર્વકર્મસુ ।

સંધ્યાહીન સર્વ કર્મમાં અયોગ્ય અને અપવિત્ર છે, માટે સંધ્યા જરૂર કરવી. બ્રાહ્મણોએ તિલક કર્યા બાદ આચમન લઈ પ્રાતઃ સંધ્યા પોતાની શાખા પ્રમાણે કરવી. બાકી ત્રિવર્ણો એ ષોડશગ્રંથ અગર શ્રીકૃષ્ણાશ્રય, નવરત્ન વગેરેનો પાઠ કરવો.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તમામ વૈષ્ણવોએ તિલક કરી તુરત શ્રીસર્વોત્તમ સ્તોત્ર, શ્રીયમુનાષ્ટક તો અવશ્ય કરવાં. સંધ્યા ષટ્કર્માદિક ભગવત્સેવાની અનુકૂલતાએ કરવા. જેમકે મંગળભોગ ધરી પ્રાતઃસંધ્યા વગેરે, રાજભોગ ધરી બાકીની સંધ્યા સ્તોત્ર જપ વગેરે; પણ સંધ્યાદિક માટે પ્રભુસેવામાં વિલંબ કરવો નહિં.

**લૌકિકી વૈદિકી વાડપિ ક્રિયા યા ક્રિયતે મુને ।**

**હરિસેવાનુકૂલૈવ સા કાર્યા ભક્તિમિચ્છતા ।।** (નારદપંચરાત્ર)

લૌકિક, વૈદિક તમામ ક્રિયાઓ શ્રીહરિસેવાની અનુકૂલતા એ કરવી. અને કદાચ સેવાથી કર્મલોપ થાય તો એનો વૈષ્ણવોને પ્રત્યવાય નથી.

આ પ્રમાણે અનેક પ્રમાણો આપણને સનાતન ધર્મના શાસ્ત્રો એવં આપણા માર્ગના મૂલ પુરુષ શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજીના વચનોથી વાત સ્પષ્ટ થાય છે કે દ્વિરેખ (બે રેખા) - દંડાકાર તિલક શાસ્ત્રસિદ્ધ છે અને જો કોઇ તેનું વિરોધ કરે તો તે સ્વયં શ્રીમહાપ્રભુજીની વાણીથી અજ્ઞાન છે અને કદાચ જ્ઞાન હોવા છતાં પોતાના નિજ સ્વાર્થે અજ્ઞાન બને છે. આવાથી આપણે સાવચેત રહેવું.

આપણે સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજે આપણા પ્રાણ પ્યારા સર્વદા સેવ્ય ચતુર્થ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીમદ્ ગોકુલનાથજી પ્રભુચરણનો મહોત્સવ ખૂબજ ઉત્સાહપૂર્વક ઉજવ્યો અને સાથેજ આપશ્રીના પિતૃચરણ શ્રીગુસાંઈજી પ્રભુચરણનો પ્રાકટ્યોત્સવ પણ ખૂબજ ઉત્સાહથી ઉજવ્યો. આપણે આપણા મૂલ પુરુષોનું સદૈવ ચિંતન કેવળ નામ-માત્રથી નહિં, પરંતુ આપશ્રી દ્વારા પ્રકટીત વાણીને યથાર્થરૂપે સમજીને જીવનમાં આચરીએ, એવી દઢ સંકલ્પથી કરીએ.

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ માગસર વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ પોષ સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ડિસેમ્બર ૧૨, ૨૦૦૯ થી ડિસેમ્બર ૨૭,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - માગસર વદ | શનિ | ડિસેમ્બર - ૧૨ | શ્રીસફલા એકાદશી વ્રત ।<br>ફલભોગ અવશ્ય ધરવો અને ફલદાન કરવું. |
| ૧૨ | રવિ | ૧૩ | |
| ૧૩ | સોમ | ૧૪ | |
| ૧૪ | મંગળ | ૧૫ | |
| ૩૦ | બુધ | ૧૬ | ધનુર્માસ આરંભ । |
| ૧ - પોષ સુદ | ગુરુ | ૧૭ | |
| ૨ | શુક્ર | ૧૮ | |
| ૩ | શનિ | ૧૯ | |
| ૪ | રવિ | ૨૦ | |
| ૫ | સોમ | ૨૧ | |
| ૬ | મંગળ | ૨૨ | |
| ૭ | બુધ | ૨૩ | |
| ૮ | ગુરુ | ૨૪ | |
| ૯ | શુક્ર | ૨૫ | |
| ૧૦ | શનિ | ૨૬ | |

**જે પોતાની મેળે માત્ર શ્રીહરિને માટે સર્વથા યત્નવાળો છે, અને પ્રસંગને લીધે પણ પોતાને માટે (યત્નવાળો) નથી તે મહાભાગવત છે.**

(શ્રીસુબોધિનીજી ૩.૨૨.૨)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## ઉપનયનસંસ્કાર

...ગતાંકથી આગળ

નેપુરુ પાયલની બહુ રાવ નયને કાજલ માહા રસ ભાવ । નયન સુંદર સુભગાએ તે નયન અનૂપમ અંજ્યાં ।

તેથી રૂપ અપર્મિત વાધ્યું તે કોણે નવજાએ સાધ્યું । સોભાજીએ સત્વરતાએ કીધો રક્ષાનો ઉપાયે ।

કર માહેં કાજલ લિધું શોભા ભર મુખ પર બિંદુ દિધું । એમ ભાંતિ ભાંતિ શૃંગાર નિત્ય નૌતન બહુ પ્રકાર ।

માહા મનોહર રમણીક સર્વો પર સોહે અધિક । સપ્ત વરષ સુ શોભિત દિસે જોઈ જગત તણા મન હિસે ।

અતિ સુંદર દીરઘ નયણા બોલે મધુર અમૃત થી વયણા । સ્નિગ્ધ ઉચ્ચ કુચ અતિ ભ્રાજે કલા સંપૂરણ મુખ રાજે ।

**વરઘોડો:**

શૃંગાર વગેરેની ક્રિયા પૂરી થઇ એટલે સોનાથી જડેલો તથા વચ્ચે વચ્ચે મોતીથી મઢેલો એક સુંદર ચકડાળ લાવવામાં આવ્યો તે ચકડોળની આસપાસ મોતીની હારો લટકતી હતી તથા એનો સાજ મખમલ અને જરીનો હતો. ટોચે સોનાનો કળશ હતો અને એની પાસે સુંદર ધ્વજા ફરફરૂથી હતી. ચકડોળ આવ્યો એટલે ધૂપદીપ વગેરે કરી, એની પૂજા કરી તથા એને ભોગ ધરી આરતી કરી. ત્યાર પછી શ્રીગોકુલેશ પ્રભુને એની અંદર બિરાજમાન કર્યા અને અનેક પ્રકારનાં વાજિંત્રના મધુર સ્વરથી ધ્વનિ વચ્ચે શ્રીગોકુલેશજીએ વિજય કર્યો.

આ વરઘોડામાં શ્રીગોકુલેશજી ચકડોળ આગળ રત્નજડિત સાજથી શૃંગારેલા અનેક પ્રકારના મગદળ હાથીઓ પીઠ પર અતિ મનોહર અંબાડીઓને ધારણ કરી ડોલતા ડોલતા ચાલતા હતા. હાથીની પાછળ મોતીની ઝાલરો તથા જડાવના સાજવાળા ઈરાની, કાબલી, કચ્છી વગેરે જાણીતા ઘોડાઓની હાર તથઅ એમના પર મહા તેજસ્વી અને મોહક પોષાક ધારણ કરી આરૂઢ થયેલા સાંબેલાઓ આસપાસ ઊભા રહેલા પ્રેક્ષકોની દૃષ્ટિને સ્તબ્ધ કરતા હતા.

વરઘોડાના પાછલા ભાગમાં અમૂલ્ય અને સુંદર સુખપાલ, ચકડોળ, સુખાસન વગેરે રાખવામાં આવ્યાં હતાં અને એમની અંદર નાની વયનાં બાળકોને સુંદર વસ્ત્રાલંકારથી શણગારી બેસાડવામાં આવ્યાં હતા. મધ્યમના એક ચકડોળમાં શ્રીરુક્મિણીજી બિરાજ્યાં હતા અને આસપાસના બીજા ચકડોળમાં કુટુંબ-પરિવાર તથા મિત્ર વર્ગનાં અન્ય સ્ત્રીજન હતાં. આ સિવાય સોનેરી સાજ, મખમલના પડદા તથા ગાદીવાળા અને મોતીની માળાઓથી શણગારેલા અનેક પ્રકારના રથ તથા વાહનો જેને ડોલી, આમાર, નાગોરી, સિલંગી, ધોરી, માળવી, મેવાડ, ગુજરાતી, દેશવાડી મેવાતી વગેરે અનેક જાતના સુંદર બળદોની મહા મૂલ્યવાન જોડો જોડવામાં આવી હતી, આમાં દેશદેશાંતરનાં ચોલી, લહેંગા તથા સાડી વગેરે અત્યુત્તમ નમૂના શરીર પર ધારણ કરી સ્ત્રીજન બેઠાં હતાં.

ટૂંકમાં, સાજનનો પુરુષ વર્ગ શ્રીગોકુલેશ પ્રભુના ચકડોળની આગળના ભાગમાં હાથી કે ઘોડા પર હતો તથા સ્ત્રીવર્ગ પાછળ ચકડોળ (પાલખી) રથ કે વાહનોમાં હતા. આ ઉપરાંત કેટલાક ભાવિક ભક્તજન તો શ્રીગોકુલેશજીના ચકડોળની આસપાસ પગે ચાલતા હતા. શ્રીગોકુલેસ પ્રભુના ચકડોળની સાથે એક બાજુએ શ્રીગુસાંઇજી, ચાચા હરિવંશજી વગેરેની વિનંતી પરથી કુલની રીતને અનુસરી ઘોડેસવાર ચાલતા હતા.

આ સાજન ઉપરાંત મારવાડી તથા બગદાદી ઊંટ ઉપર મહા ઘોર નાદ કરતાં નગારાં ગોઠવવામાં આવ્યાં હતાં તથા બીજાં વાદ્ય વગાડનાર ઘોડેસવાર હતા. વળી ઠેકાણે ઠેકાણે નૃત્ય કરનાર તથા વેશધારી અનેક કૌતુક કરી સજ્જનોનાં મનને આનંદમાં મગ્ન કરતાં હતા.

સર્વ સાજનના મોખરે આતશબાજી પણ છોડવામાં આવતી હતી.

હથ કુલ હવાઇને ચરખી, ફૂલજરીએ રહ્યા ફૂલ વરખી. ૩૮૪

ભોંએ ચંપા ભોમી મહા સ્પર્શે, તેહના ફૂલ આકાશે વર્ષે. ૩૮૫

ફરી આવે અતિ ઉત્કૃષ્ટ, જાણે દીધકતી હોય વૃષ્ટ. ૩૮૬

છૂટે નાહે અવાજને ઘરકે, ધમકતી ધરા અતિ થરકે. ૩૮૭

કોયલ છછૂંદર ને ચંદ્ર જોતી, તેની શોભા હોયે અનોતી. ૩૮૮

ચંદ્રમા સૂરજ આભાસ, જાણે તે અનુહાર પ્રકાશ. ૩૮૯

કોકબાણ ને ચંદ્રબાણ, તે ગાજે જેમ મેહેરાણ. ૩૯૦

ગાગર માંહે ભરે બહુ વાજી, તે છૂટે એક અવાજી. ૩૯૧

તેનાં કૌતુક અલગાં શોભે, જોઇ હસતાં હાથી ન થોભે. ૩૯૨

એક બતક કરે બહુ કલમાંહ, તે તરતી હીંડે જલમાંહે. ૩૯૩

તેમાં થઇ અગ્નિ વર્ષે, પણ તેને જલ નહિ સ્પર્શે. ૩૯૪

ગંજ માંહે હવાઇના ગુંજ, તે ઊડે છે બહુ પુંજ. ૩૯૫

તુંબડીયને વૃક્ષ ફટાકા, હોય નૌતન ભાંતિ છટાકા. ૩૯૬

ઠઠડી અન માંહે મુનારા, તેહેના શબ્દ ઊઠે ન્યારા ન્યારા. ૩૯૭

કર્યા રાક્ષસ ને વળી જોગી, તેહેને અનેક ભાંતિ સંજોગી. ૩૯૮

વલી હાથ આપે હથિયાર, કો પાળ ને કો સવાર. ૩૯૯

સન્મુખ રાખીને ઉડાડે, એણી ભાંતિય કરી રમાડે. ૪૦૦

તેના કૌતુકનો નહિ પાર, તે જુએ પ્રાણાધાર. ૪૦૧

હાથી હરણ રોઝ ને ઘોડા, મીઠા સજ કર્યા બહુ જોડા. ૪૦૨

તે માંહોમાંહે અફળાય, સ્વર્ગ-માર્ગે વેગે પલાય. ૪૦૩

વળી નીચા આવે ભોમ, ગરજે મહિતલ ને વ્યોમ. ૪૦૪

દશ દિશ ઉદ્‌ઘોષ ન માય, કેણે ડગ ભર્યું નવ જાય. ૪૦૫

જ્યમ પ્રલય બલાહક ગાજે, આહામાં સુખદ થઇ રાજે. ૪૦૬

(પ્રાગટ્ય સિદ્ધાંત માંગલ્ય ૧૫)

આ પ્રમાણે અતિ ભવ્ય સાજન તથા આતશબાજીથી ગાજી રહેલો શ્રીગોકુલેશ પ્રભુનો વરઘોડો શહેરના જુદા જુદા ભાગમાં ફરવા લાગ્યો અને એને જોવાને શેરીએ શેરીએ, જાળી, બારી, અટારી તથા ઓશરીઓ અને ઓટલા ઉપર બાળક અને જુવાન તેમજ વૃદ્ધ સ્ત્રી પુરુષોનાં ટોળે ટોળાં ઊભરાવા લાગ્યાં અને એ સર્વ શ્રીગોકુલેશ પર પુષ્પની વૃષ્ટિ કરી આશિષ દેવા લાગ્યાં. સઘળું શહેર ફરી વરઘોડો શ્રીગુસાંઇજીના દ્વાર આગળ પાછો આવ્યો એટલે શ્રીરુક્મિણીજીએ શ્રીગોકુલેશજીના ચકડોળ પાસે આવી, શ્રીમસ્તક પર રાઇ લૂણ ઓવારી, આરતી કરી, મોતીથી વધાવી મંદિરમાં પધરાવી ગયાં. આ પ્રમાણે એક માસ પર્યંત હંમેશ વરઘોડો નીકળતો.

**બ્રહ્મચારીનો પોશાક** :-

ત્યાર પછી મુહૂર્ત પ્રમાણે શ્રીગોકુલેશ પ્રભુને શ્રીહસ્તે કંકણ બાંધ્યું તથા નાંદીમુખ વગેરે કરી, કુળદેવની સ્થાપના કરી, ઉપવીતના દિવસે સર્વ માંગલિક સાજ તૈયાર કરાવી મંડપમાં, જ્ઞાતિ તથા કુટુંબના નિમંત્રણ કરેલા સદ્‌ગૃહસ્થો બેઠા હતા ત્યાં શ્રીગોકુલેશજીને પધરાવી કેસરસ્નાન કરાવ્યું. પછી અંગવસ્ત્ર કરી નીચે પ્રમાણે શૃંગાર કર્યું :

સિંગાર કર્યો કર્યો બહુ કોડ, શીશ ધર્યો કુસુમનો મોડ. ૪૭૦

તેણે આકર્ષ્યાં મન બહુઅનાં, જે કો જુએ છે તે સહુઅનાં. ૪૭૧

આપી દંડ મેખલા હાથ, તેણે સોહે સુંદર નાથ. ૪૭૨

પેહેરી સુંદર પીત લંગોટી, દીસે ધોતી અતિ મોટી. ૪૭૩

(પ્રાગટ્ય સિદ્ધાંત માંગલ્ય ૧૫)

આ પ્રમાણે બ્રહ્મચારીનો પોશાક શ્રીઅંગ પર ધારણ કરાવી શ્રીગોકુલેશજીને મંડપમાં પધરાવ્યાં. ત્યાં પધારી એમણે પ્રથમ શ્રીગુસાંઇજીને નમન કર્યું, પછી શ્રીગુસાંઇજીને એક સુંદર આસન પર બેસાડી પુણ્યાહવાચન કર્યું. પછી હોમ કરી વાળંદ (નાઇ)ને બોલાવી વિધિ પ્રમાણે શ્રીમસ્તકથી વાળ ઉતરાવી સ્નાન કરાવ્યું. સ્નાન થઇ રહ્યા પછી શ્રીગુસાંઇજીએ હળદરથી વેદના મંત્ર ભણી, ત્રિસૂત્રી જનોઇ રંગી મુહૂર્ત પ્રમાણે શ્રીગોકુલેશજીના શ્રીકંઠમાં આરોપી. એ સમયે વિપ્રજનોએ વેદમંત્ર તથા ભક્તજનોએ જયજયકાર ધ્વનિથી સભામંડપને ગજવી મૂક્યો.

પછી બ્રાહ્મણના કેટલાક શુભ આચારવાળા બ્રહ્મચારી બાળકોને ભોજન માટે બોલાવ્યા. એ બાળકોને પ્રથમ પાતળ પિરસાવી શ્રીગોકુલેશજી માતાજી સહિત ભોજને પધાર્યા. ત્યાર પછી શ્રીગુસાંઇજીએ વેદમંત્ર વડે શ્રીગોકુલેશજીને કૌપીન, મૂંજી, ધોતી તથા દંડ ધારણ કરાવ્યાં. એ ધઅરણ કરી શ્રીગોકુલેશજી કુશના આસન પર બિરાજ્યા ત્યાંથી લઇ





શ્રીગુસાંઇજીએ એમને પોતાના ઉત્સંગમાં પધરાવી ગાયત્રીમંત્રનો ઉપદેશ કર્યો તથા ઉપનયનના અંગભૂત મહા અદ્‌ભૂત હોમ કર્યો.

આ વખતે અનેક પહેરામણી અપાઇ. છેવટે વિધિનુસાર શ્રીગુસાંઇજીએ જગશિક્ષકને શિક્ષા દીધી અને માતાજી, માતુલ તથા બંધુવર્ગ લાડુ-ચોખાની ભિક્ષા આપી. આ ભિક્ષા શ્રીગોકુલેશજીએ ઉપાધ્યાયને આપી અને એણે વેદમંત્રથી આશિષ દીધી. પછી શ્રીશોભાજી તથા શ્રીયમુનાજીએ આવી આરતી કરી. આ સમયે શ્રીગુસાંઇજીએ ઘેર આવેલા સર્વનું વસ્ત્રાલંકાર વગેરેથી સન્માન કર્યું તથા એમને ચાર દિવસ સુધી ભોજન કરાવ્યું. છેવટે સર્વને દાન-દક્ષિણા આપી સંતોષ પમાડી વિદાય કર્યાં ત્યારે સર્વ આશિષ દેતાં પોતપોતાનાં ઠાણે ચાલ્યાં ગયાં અને આરંભેલો ઉત્સવ નિર્વિઘ્ન સંપૂર્ણ થયો.

વેદારંભ :-

ત્યાર પછી શુભ મુહૂર્ત જોઇ, શ્રીગોકુલેશજીને તિલક-આરતી કરી વેદ શીખવવાનો આરંભ કર્યો. થોડા સમય પછી શ્રીરઘુનાથજી તથા શ્રીયદુનાથજીને ઉપનયનસંસ્કાર કર્યાં, તેથી શ્રીગુસાંઇજીના ઘરમાં એકી સાથે ત્રણ બ્રહ્મચારી થયા, પછી એક ઘરમાં ત્રણ બ્રહ્મચારી શાસ્ત્ર પ્રમાણે અશુભ ગણાય છે તેથી શ્રીગુસાંઇજીએ શ્રીગોકુલેશજીને બ્રહ્મચર્યામાંથી મુક્ત કર્યા અને તેથી શ્રીગોકુલેશજીએ કૌપીન, દંડ વગેરે છોડી સુંદર ધોતી, ઉપરણા તથા અલંકાર ધારણ કર્યાં.

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*નામ તણો છે મોટો મહિમા શ્રીગોકુલનાથનો ગાજે રે*
*સમરણ કીરતન કરો એ પ્રભુનુ દુખડાં સઘલાં ભાજે રે. (૧)*
*સદા સર્વદા સુખિયા થાવા ગુણ પ્રભુના ગાઉં રે*
*દુ:ખ સાગરનો ત્યાગ કરીને, શરણ પ્રભુને જાઉં રે. (૨)*
*તે માટે હું તમને કહું છું, નામ નિરંતર લેજો રે*
*જન્મ મરણનો ભય નિવારી પ્રભુ ચરણે ચિત્ત ધરજો રે. (૩)*
*ચાર અક્ષર છે ગૂઢ ગૂઢાંતર મહામંત્ર ફલકારી રે*
*રસિક જનનાં ભાગ્ય ફ્લ્યાં તે નામ ધરો ચિત્ત ધારી રે. (૪)*





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું તેરમું નામ **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[93] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે સ્ત્રીશુદ્રાદ્યુદ્ધૃતિક્ષમને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. परिष्वज्याङ्कमारोप्य (૧૦.૧૭.૧૯), नन्दो गोप्यो गावश्च कौरव (૧૦.૧૭.૧૫), कदर्थीकृत्य गरुडं (૧૦.૧૭.૪), एष घोरतमो वह्निस्तावकानः (૧૦.૧૭.૨૨), गोपीनाथायात्मनः सर्वे (૧૦.૧૭.૩), अनन्तोनन्तशक्तिधृक् (૧૦.૧૭.૨૪), नरा नार्यो वृषा वत्सा (૧૦.૧૭.૧૬), आसँल्लब्धमानोरथाः (૧૦.૧૭.૧૫), अवात्सी द्गरूडाद् भीतः (૧૦.૧૭.૧૨), कृतं किं वा सुपर्णस्य (૧૦.૧૭.૧), मायामानुषम् इश्वरम् (૧૦.૧૭.૨૧), पक्षेण सव्येन हिरण्यरोचिषा (૧૦.૧૭.૭), गुरवः सकलत्रकाः (૧૦.૧૭.૧૭).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી(શ્રીમહાપ્રભુજી) સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[93] છો.

હવે ગયા વખતે આપણે જોયું કે અન્ય ભક્તિમાર્ગીય સિદ્ધાંતોમાં પણ કેવળ ત્રણ વર્ણ એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના જ ઉદ્ધારનું વર્ણન મળી આવે છે. શ્રીઆચાર્યજીએ પુષ્ટિભક્તિ દ્વારા આ ત્રણેય વર્ણનો ઉદ્ધાર તો કર્યો છે, પરંતુ તેથી એ આગળ વધીને સ્ત્રી-શુદ્રો અને અન્ય હિન પ્રાણી માત્ર જેઓ વેદાદિ કર્મોના અનધિકારી છે, તેમનો પણ આપે શાસ્ત્રોક્ત ઉદ્ધાર કર્યો છે. તેથી શ્રીગુસાંઈજી આપશ્રીને સ્ત્રી અને શુદ્ર વગેરે હીનાધિકારીઓનો ઉદ્ધાર કરવામાં સક્ષમ છે. તેથી શ્રીગુસાંઈજીએ શ્રીમહાપ્રભુજીનું **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[93] આ નામ પ્રકટ કર્યું.

હવે કોઈક વાદીને શંકા થાય છે કે પુષ્ટિમાર્ગનું ફલતો વ્રજભક્તોને સિદ્ધ થયું છે. ત્યાં પણ સાધન જોવામાં આવે છે. તે કયા? તો ઘરના પરિત્યાગ વડે સર્વરૂપ શ્રીઠાકોરજીને જાણ્યા ત્યારે ફલની સિદ્ધિ થઈ. તો તે પ્રકારે તમે તો અહીં કહો છો કે શ્રીમહાપ્રભુજી આપ જે જીવનો અંગીકાર કરે તેને પુષ્ટિ-પુરુષોત્તમ દાન કરે છે તો





સાધન વિના આ કેમ સંભવે છે ? તો આવી શંકા જ્યારે કોઈક વાદી કરે તે શંકા દૂર કરવા માટે શ્રીગુસાંઇજીએ હવે આ નામ પ્રકટ કર્યું છે.

શ્રીમહાપ્રભુજી જે જીવનો અંગીકાર કરે છે ભલે તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય હોય કે પછી સ્ત્રી, શૂદ્ર કે તામસી જીવો હોય, તે સર્વે જ્યારે શ્રીમહાપ્રભુજી દ્વારા અંગીકાર થાય છે, ત્યારે તે અંગીકૃત જીવો શ્રીઠાકોરજીને અત્યંત પ્રિય બને છે. શ્રીગોપીજનવલ્લભને તે જીવો શ્રીમહાપ્રભુજી અંગીકાર કરાવે છે અને તે જીવો સાક્ષાત્ શ્રીગોપીજનવલ્લભના પ્રિય બને છે. તો આ બતાવવા માટે આગળનું નામ કહે છે : **अंगीकृत्यैव गोपीश-वल्लमी-कृत-मानवः**[९४] શ્રીમહાપ્રભુજી જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય કરવાવાળા છો.

**अंगीकृत्यैव गोपीश-वल्लमी-कृत-मानवः**[९४] ।।
**अंगीकृतौ समर्यादो**[९५] **महाकारुणिको**[९६] **विभुः**[९७] ।। १० ।।

ભાવાર્થ :- [९४]શ્રીમહાપ્રભુજી જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય બનાવ્યાં છે એવા આપ છો, [९५]ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા છો, [९६]આપ કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છો, [९७]અને આપશ્રીની વંદના વિભુતિઓ કરે છે.

**अंगीकृत्यैव गोपीश-वल्लमी-कृत-मानवः**[९४] :- આપ(શ્રીમહાપ્રભુજી) જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય કરવાવાળાં છો.

**રાગ : આસાવરી**

અંગીકૃત્યૈવ ગોપીશ-વલ્લભીકૃત-માનવ નામ ।।
કરિ કરુના કલિકાલમૈં નિજજનકૈ પૂરૈ કામ ।। ૧ ।।
અવનિતલમૈં આનન્દ ભયૌ ઘર-ઘર આહોં જામ ।।
સુભગમૂરત શ્રીવલ્લભ હૈં. દેખૈ નખશિખ અભિરામ ।। ૨ ।।
અબ ચિન્તા સબ મિટ ગઈ પ્રગટ ભયૌ સુખકૌ ધામ ।।
ફૂલ્યૌ ફિરત 'ગોવિન્દ' સદા પાયૌ નિજપદ ગોકુલ ગામ ।। ૩ ।।

શ્રીમહાપ્રભુજી એવા જીવોને અંગીકાર સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય કરવાવાળા **अंगीकृत्यैव गोपीश-वल्लमी-कृत-मानवः**[९४] છો.

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- પુષ્ટિમાર્ગનાં ફલની પ્રાપ્તિ થવામાં પણ સર્વનો ત્યાગ કર્યા પછી સર્વાત્મભાવ વિગેરે સાધન (કરવાના) સાંભળવામાં આવે છે, તેથી શ્રીઆચાર્યશ્રીએ પ્રકટ કરેલ માર્ગમાં કેવળ શ્રીઆચાર્યશ્રીના અંગીકારથી જ તે ફલ પ્રાપ્ત કેમ થાય ? એવી શંકા કોઈ કરે ત્યારે કહે છે :-





અહીં નીચે પ્રમાણે આશય છે. સર્વાત્મભાવ વિગેરે (સાધનો)થી પણ ફલ પ્રાપ્ત થવાનું કારણ ભક્તોમાં ભગવાનનું પ્રિયપણું જ છે. બીજું કારણ નથી એવો નિશ્ચય છે. જો ભઘવાનનું પ્રિયપણું માત્ર ફલમાર્ગીય શુદ્ધપુષ્ટિમાર્ગની પ્રવૃત્તિ કરાવનાર આચાર્યશ્રીના અંગીકારથી જ પ્રાપ્ત થતું હોય, તો બીજું સાધન કહેવાનું કાંઇ પ્રયોજન નથી. તેથી **अंगीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानवः** (માત્ર અંગીકાર કરવાથી જ જેમણે મનુષ્ય ગોપીશને પ્રિય કરેલા છે તે) એ (નામ) કહેલું છે.

અહિં ભગવાનનું બીજું નામ ન કહેતા જે 'ગોપીશ- **गोपीश**' શબ્દ યોજ્યો તેનો (એવો આશય છે) પ્રભુ આ ભક્તના સંબંધવાળી લીલામાં તલલ્લીન હોવાથી, અને આચાર્યશ્રી પણ આ લીલામાં તલ્લીન હોવાથી તે (લીલામાં) રહેલા હોવાથી (પ્રભુને) ઘણા પ્રિય હોઈ, (તેમના ઉપરની) કૃપાને લીધે તેમણે અંગીકાર કરેલા (જીવો) પોતાના માર્ગના પ્રભુને પ્રિય હોય તેમાં શું કહેવું ? આ જણાવવા માટે પણ **अंगीकृत्यैव गोपीश....**વગેરે કહેલું છે.

**સરળ સમજૂતિ** : બ્રહ્માદિક દેવતા, મુનિ આદિના ધ્યાનમાં પણ ન આવી શકે તેવા શ્રીગોપીજનવલ્લભ શ્રીગોપીશ, શ્રીઆચાર્યજી દ્વારા અંગીકૃત જીવના એટલા બધા પ્રિય બની જાય છે કે જીવ સદોષ હોવા છતાં તેના દોષ ન જોતાં પ્રિય કરીને રાખે છે.

આ પ્રકારે જીવનો સ્વીકાર રામાનંદ પંડિતની વાર્તામાં સ્પષ્ટ છે **'સત્સંકલ્પતો વિષ્ણુર્નાન્યથા તુ કરિષ્યતિ'**ની પ્રતીતિ અર્થે અપરાધનું નિમિત્ત બનાવી શ્રીઆચાર્યજીએ રામાનંદપંડિતનો ત્યાગ કર્યો હોવા છતાં શ્રીગોપીજનવલ્લભ શ્રીનાથજીએ રામાનંદ દ્વારા સમર્પેલી બજારની જલેબી આરોગી અંગીકૃત જીવો ઉપરનું પોતાનું પ્રિયત્વ પ્રદર્શિત કર્યુ.

વ્રજભક્તોને સર્વાત્મભાવ વગેરે સાધન વડે શ્રીઠાકોરજીએ આપે જે-જે ફલદાન કર્યાં છે તેમાં શ્રીઠાકોરજીની કૃપા જ કારણ છે. અને અહિં શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીના અંગીકારમાત્રથી શ્રીઠાકોરજી પ્રસન્ન થઇને ફલદાન કરે છે ત્યારે બીજા સાધન શા માટે કરવા !

**શ્રીમહાપ્રભુજી એવા જીવોને અંગીકાર સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય કરવાવાળા**
**अंगीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानवः**[૧૪] **છો.**

ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૯.સત્સંગ

અબ ઓરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હે. ઉનીસમો લક્ષણ કહત હે. જો પુષ્ટિમાર્ગીય ભગવદીય હે તિનકે પાસ કોઇ આવે તો વાકો સંશય દૂર કરિ પુષ્ટિમાર્ગીય ભક્તિ કો બઢાવે સુગમ ઉપાય બતાવે તાતે નયે વૈષ્ણવ કો મન બઢે તાતે નવરત્ન ગ્રંથમે કહે હે. अज्ञानादथवाज्ञानात् कृतमात्म निवेदनम् (श्लोक ४ - અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેમણે બ્રહ્મસંબંધ લીધું છે તેમને ચિંતા કરવી ઉચિત નથી). જો અજ્ઞાન કરીકે શરણ આવૈ તે સર્વ કાર્ય સિદ્ધ ભયૈ.

ફિરિ બતાવૈ निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः (श्लोक २ - તાદશીજનો સાથે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ નિવેદન મંત્રનું વિશેષ રૂપથી સ્મરણ કરવું) શરણ આયૈ પાછૈ વૈષ્ણવકૌ સંગ કરૈ તાતે જ્ઞાન હોય. તા પાછે તાપ ક્લેશમેં સમુજે. ઓર પ્રથમ કઠિન ઉપાય કહે તો જીવકો આયેવેમેં સંદેહ પડે. તેસેઈ તાદશ ક્રમ ક્રમ સો સેવા સ્મરણ તથઅ લીલાકી ભાવના તાપ સ્નેહ બઢાવૈ. તબ અનન્ય ભગવદીયકો અપનૌ હિતકારી જાને.

ઓર પુષ્ટિમાર્ગ તે વિપરીત ફલ બતાવે તાકો અપનો શત્રુ જાને. તાતે પ્રથમ દશા વારે કો નિશ્ચય સત્સંગ ચહીંયે. સત્સંગ વિના યા કાલમેં દુ:સંગ બોહોત મિલત હે. તા કરિ યાકે ભગવદ્ ધર્મકો નાશ હૂવે જાય યા કાલમેં અનેક પ્રકરકો પ્રતિબંધ આય કે પડત હે સત્સંગ હોય તો ભગવદ્ધર્મ દઢ હોય કે રહે, નાહીં તો અન્યાશ્રય હોય જાય. સો યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કીયે હે. ઈતિ ઈન્નીસમો પ્રસંગ. ૧૯

..ક્રમશ:

।। ઈતિ શ્રીગોકુલનાથજીકૃત ઉન્નીસમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### મધુસૂદન ભટ્ટ

શ્રીગુસાંઈજી પ્રભુચરણના દેવકા બેટીજીના જાનકી બેટીજીના તેઓ લાલાજી (પુત્ર) હતા. તેઓ સદા શ્રીગોકુલેશપ્રભુની જ નિકટમાં રહેતા હતા અને શ્રીગોકુલેશજીમાં સ્વરૂપાસક્ત હતા. શ્રીગોકુલેશજીની તેમના ઉપર અત્યંત કૃપા હતી.

માલા-તિલકની પ્રસંગે આ મધુસૂદન ભટ્ટે શ્રીગોકુલેશ પ્રભુની ખૂબ જ સેવા કરી હતી. જ્યારે શ્રીગોકુલેશ પ્રભુ બાદશાહ જહાંગીરને મળવા કાશ્મીર પધાર્યા ત્યારે આ મધુસૂદન ભટ્ટ (ભાણેજ) શ્રીગોકુલેશ પ્રભુના શ્રીહસ્તની અંગુલિ ગ્રહીને સાથે જ બાદશાહના નિવાસસ્થાને ગયા હતા.

આ મધુસૂદન ભટ્ટ એક વિદ્વાન તથા કવિહૃદય પણ ધરાવતા હતા. તેમણે સંસ્કૃતમાં 'રુચિરાષ્ટકમ્' નામનું એક સ્તોત્ર રચ્યું છે જેમાં શ્રીગોકુલેશ પ્રભુને અલૌકિક શૃંગારકલ્પતરૂ રૂપે વર્ણવ્યા છે.

મધુસૂદન ભટ્ટ શ્રીગોકુલેશ પ્રભુના કૃપાપાત્ર અને અનન્ય સ્વરૂપનિષ્ઠ ભગવદીય હતા.

## વ્રજનાથ ભટ્ટ

તેઓ શ્રીમદ્ ગોકુલમાં વલ્લભઘાટ ઉપર રહેતા હતા. શ્રીગોકુલેશ પ્રભુના અંતરંગ ભગવદીયોની નિષ્ઠા-અનન્ય શ્રદ્ધા વગેરેની સરાહના કરતાં અનેક કવિત રચ્યાં છે.

તેમના વિશે વધુ માહિતી ઉપલબ્ધ નથી.

## વિષ્ણુદાસ ભટ્ટ

તેઓ શ્રીમદ્ ગોકુલમાં વલ્લભઘાટ ઉપર રહેતા હતા. વલ્લભઘાટ એટલે શ્રીગોકુલેશપુર સંબંધી અનેક કવિત રચ્યાં છે. તેમના વિશે વધુ માહિતી ઉપલબ્ધ નથી.

## માલજીભાઇ પંચોલી

આ માલજી પંચોલી વડોદરાના બ્રાહ્મણ હતા. સહકુટુંબ શ્રીગોકુલેશ પ્રભુના શરણે આવ્યા પછી, શ્રીમદ્ ગોકુલમાં જ સ્થિરવાસ કર્યો હતો. તેઓ શ્રીગોકુલેશ પ્રભુમાં જ સ્વરૂપાસક્ત અને અનન્ય ભાવ ધરાવતા હતા. શ્રીગોકુલેશ પ્રભુ પણ તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા હતા. તેઓ શ્રીગોકુલેશ પ્રભુને જે કંઇ પૂછતા તેના પ્રત્યુત્તર રૂપે શ્રીગોકુલેશ પ્રભુ સ્વમાર્ગીય સિદ્ધાંતો અને રહસ્યવાર્તા સવિસ્તાર સમજાવતા હતા.

શ્રીગોકુલેશ પ્રભુના ઘણા બધા સેવકોને પણ કંઇ જિજ્ઞાસા ઉદ્ભવતી તો તે સૌ માલજી પંચોલી દ્વારા શ્રીગોકુલેશ પ્રભુને વિનંતી કરતા હતા. આ પ્રકારે શ્રીગોકુલેશ પ્રભુ પણ માલજીભાઇ પંચોલી દ્વારા સૌ સેવકોનું સમાધાન કરતા હતા. આ પ્રકારે શ્રીગોકુલેશ પ્રભુ પણ માલજી પંચોલી દ્વારા સૌ સેવકોનું સમાધાન કરતા હતા. શ્રીગોકુલેશ પ્રભુની તેમના ઉપર અસીમ કૃપા હતી. શ્રીગોકુલેશ પ્રભુના મુખ્ય શ્રોતા તેઓ જ હતા. આથી સૌ સેવકો તેમને શ્રોતભક્તરાજ શિરોમણિ કહેતા હતા.

એકવાર માલજીભાઇ પંચોલી કોઇ કાર્ય અર્થે શ્રીગોકુલથી રાજનગર (અમદાવાદ) ગયા હતા. પરંતુ પોતાના પ્રાણપ્રેષ્ઠ શ્રીગોકુલેશજીનો વિરહાગ્નિ અહીં પ્રબળ બન્યો. અહીં શ્રીગોકુલમાં કૃપાસાગર શ્રીગોકુલેશ પ્રભુએ માલજીભાઇની વિરહવ્યથા જાણી અને શ્રીહસ્તે એક પત્ર લખીને માલજીભાઇ ઉપર મોકલ્યો. તેમાં શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરી કે લૌકિક-અલૌકિક સર્વ કાર્યમાં કોઇ પણ પ્રકારની ચિંતા કરવી નહિ. પત્ર વાંચતાં જ માલજીભાઇની

વિરહવેદના તત્કાલ નિવૃત્ત થઇ ગઇ. ત્યારબાદ સર્વ કાર્ય પતાવીને શ્રીગોકુલ પાછા ફર્યા. શ્રીગોકુલેશ પ્રભુનો આ પત્ર માલજીભાઇએ પોતાના મસ્તકની પાગમાં સાચવીને હંમેશા માટે રાખી મૂક્યો હતો.

માલજીભાઇ પંચોલીની શારીરિક સ્થિતિ પ્રતિકૂળ થતાં, શ્રીગોકુલેશજીએ પોતાના અંતરંગ સેવક જમનાદાસ જાનીને તેમની પાસે મોકલ્યા હતા અને સાથે શ્રીગોકુલેશજીએ સ્વહસ્તાક્ષરથી લખેલ એક પત્ર પણ આપ્યો હતો. જમનાદાસ જાનીએ માલજીભાઇને મળીને સર્વ સમાચાર કહી સંભલાવ્યા. અને મનનાં સમાધાન અર્થે શ્રીગોકુલેશજીએ પાઠવેલ પત્ર પણ આપ્યો હતો. ત્યારે માલજીભાઇએ કહ્યું, ''શ્રીગોકુલેશજીનો પ્રથમ પત્ર હજુ મારા મસ્તકે જ રાખી મૂક્યો છે''. જમનાદાસ જાનીએ પાછા ફરી શ્રીગોકુલેશજી સન્મુખ આ વાત કરી ત્યારે શ્રીગોકુલેશજીએ સ્વમુખે વચનામૃત કહ્યાં કે, એ વાત સત્ય છે. માલજીભાઇ જેવા ભગવદીય થવા દુર્લભ છે.

આ માલજીભાઇ પંચોલી શ્રીગોકુલેશ પ્રભુના અંતરંગ કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની સંતતિ પણ એવી જ સ્વરૂપનિષ્ઠ હતી. આવા સ્વરૂપાસક્ત અને અનન્ય નિષ્ઠાવાન ભગવદીયના ભાવનું વર્ણન થઇ શકે એમ નથી.

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઇલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીધોલ પદ

## વિનંતિ કરું શ્રીવલ્લભ પ્રભુ

વિનંતિ કરું શ્રીવલ્લભ પ્રભુ, અંતરગત જાનો, ચરણશરણ રાખે સદા, જીવ જગત લોભાણો. ૧

અવગુણ મારા અનેક છે, હરિ હૈયે ન ધરશો, હું અબળાની વિનંતી, જાણી કરુણા કરશો. ૨

છેલછબીલા શ્રી વલ્લભજી, આંખલડી અણીયારી, અંગે આભુષણ શોભીતાં, લટકે વનમાલા. ૩

કમલ કોમલ મુખ માધુરી, દરશન દીનને દેજો, દૈવી જીવ ઉદ્ધારણ કારણ, બિરદ પૂરણ કરજો. ૪

હું અજ્ઞાની આ મર્મમાં, પ્રભુ કાંઈ નવ જાણું, કહાડોને ભવમાંથી કરગ્રહી, શોભા વદન વખાણું. ૫

વિરહ આપો મારા વાલમા, વૃદ્ધિ ભાવ જણાવો, વાટ મા જોશો સાધન તણી, રસ મનમાં ભરાવો. ૬

ભટકી કાળ કાંઈક વહી ગયા, વિષય રસમાતા, શરણ સમર્પણ પામીયો, તોય રંગે છે રાતા. ૭

તમારે બળે ત્રિભુવન ધણી, જીવનરૂપ જણાશે, લોક વહેવારે વૈદિક તણી, મરજાદા જાશે. ૮

શરણાગત હું શ્રીહરિ, એવું મન ઉપજાવો, દાસ પોતાનો જાણીને, હવે વાર મા લાવો. ૯

તમો તો વચન પ્રભુ પાળિયા, ભુતલ પાંઉધારી, વંશ પ્રકાશ કીધો ભલો, લીલા અવતારી. ૧૦

પ્રકટ અનુભવ આપીને, સુખ રાસ દેખાડ્યા, જેવો મનોરથ જેહને, તેવા રંગે રમાડ્યા. ૧૧

